શ્રી

# સૂરશ્યામ.

## નાટકના ઑપેરા

શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપની માટે

રચીને પ્રસિદ્ધ કરનાર


**રાવળ ત્ર્યંબકલાલ હરશંકર.**

શ્રી વાંકાનેર આ. હિ. ના. કંપનીના માલેક.

વડોદરા.



આવૃત્તિ ૧ લી — પ્રત ૨૦૦૦

સંવત ૧૯[illegible] — સન ૧૯[illegible]

અમદાવાદ રાયપુર લાખાણી ખાડાની પોળમાં હરિભાઈ ભગવતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપ્યા

કીંમત રૂ. ૦-૨-૦.

૭૦૭૯



## સુચના.

ઐતિહાસિક ભકિતરસ ભરી વસ્તુતાની ભભક અને આનીને વધારે રસમય અને ભાવમય આલેખવા સારૂ કલ્પનાના પ્રદેશમાં નાટકકારોને વધારે અટન રટન કરવાની જરૂરીઆત જણાય છે; અને તેટલા સારૂ લેવાતી છુટની મર્યાદાની કક્ષામાં રહી પ્રસ્તુત નાટકની વસ્તુ સંકલનામાં પંચીકરણમાં આધારભુત મનાતા કર્મેન્દ્રિ અને જ્ઞાનેન્દ્રિના વિષયો અર્થાત કામ, ક્રોધ, મોહ; લોભ, ધર્મ, અર્થ, માયા અને ભકિતને વધુ વિસ્તારથી રૂપકમાં પાત્રરૂપે સાંધી બાંધી અને ગુંથી વસ્તુને વધારે રસમય કરવા પ્રયત્ન આદરવામાં આવેલ છે. સાંપ્રત સમયના છાયા પરિશિલન તરીકે મનાતા કલિયુગ કલિને વધારે કલ્પનાના રસમય પ્રદેશમાં રમાડી નાટકના મુખ્ય નાયકના કાર્યની કસોટી રૂપે અર્થાત પરિક્ષક રૂપે બોધક વિરરસમય કાર્ય કરતો બતાવવામાં આવેલ છે.



શ્રી

# સૂરશ્યામ નાટકનો ટુંકસાર.

## અંક પહેલો.

પ્રારંભે—મંગળાચરણ, આદ વસ્તુ સુચન.

પ્ર. ૧ લો—કળિયુગના અવનિની અધોગતિ કરવાના અને ધર્મ, ભક્તિ પુન્ય તથા સતકર્મનો નાશ કરવાના વિચાર, મોહ ક્રોધને આજ્ઞા, નારદજીનું આગમન, કળીનું ઉગ્ર સ્વરૂપ જોઇ નારદજીનો ખેદ.

પ્ર. ૨ જો—ધર્મરાજાના દરબારમાં નારદમુનિનું આવવું, મૃત્યુલોકના સમાચાર જાણવાની ઇચ્છાવાળા ધર્મરાજા પ્રતિ કળીયુગની સ્થીતિનું વર્ણન, ધર્મરાજાનું મૃત્યુલોકમાં થતા અનાચાર તપાસવા અને કળીયુગની સત્તાનું દીગદર્શન કરવા નારદમુનિ સાથે મૃત્યુલોકમાં જવું.

પ્ર. ૩ જો—કળીયુગના પ્રભાવનું પ્રથમ દર્શન. ગુણીકા ચિન્તામણીના પ્યારમાં લપટાયલો બ્રાહ્મણ પુત્ર બીલ્વમંગળ, નારદમુનિનો બીલ્વમંગળને ઉપદેશ, વિષયાંધ બીલ્વમંગળ તેનો તિરસ્કાર કરી મારવા તૈયાર થતાં નારદજી તથા ધર્મરાજા પસ્તાવો કરતા ભગવાનની સમીપે કળિયુગના ભયંકર પરિણામનું વર્ણન કરવા જાય છે.

પ્ર. ૪ થો—વૈકુંઠમાં રાસમંડલ. નારદજી તથા ધર્મરાજા ત્યાં આવી કળીયુગની સ્થીતિ જણાવે છે અને બીલ્વમંગળના અધમપણાની હકીકત નિવેદન કરે છે, ભગવાન પોતાના થનાર

ઉત્તમ ભક્ત બીલ્વમંગળની ઉત્તમતાનું રહસ્ય સમજાવે છે, નારદજી શંકાશીલ રહે છે અને ધર્મરાજા પ્રભુવચન સત્ય માની ચાલ્યા જાય છે. નારદજી બીલ્વમંગળની કસોટી કરવાનો હૃદયમાં વિચાર કરે છે.

પ્ર. ૫ મો—બીલ્વમંગળની સતિ સ્ત્રી પ્રભાવતી સ્વામિની રાહ જુએ છે ત્યાં બીલ્વમંગળ આવી તેના દાગીના લઇ, સતિ સ્ત્રીનો તિરસ્કાર કરી ચિન્તામણી ગુણીકાને દ્વારે ચાલ્યો જાય છે.

પ્ર. ૬ ઠ્ઠો—બીલ્વમંગળ ઉપર આશક્ત પડેલી ચિંતામણી પોતાના યારની રાહ જુવે છે, ત્યાં બીલ્વમંગળ હીરા મોતીના સાચા દાગીના લઇ આવે છે. આશક માશુકનો અજબ પ્રેમ શૃંગાર.

પ્ર. ૭ મો—ચંદ્રસીંહ રાજાનો નીચ દિવાન મંદમતિ ઉર્ફે પક્કા પોપટલાલ પોતાના નોકર અક્કલ સાથે વાતચીત કરે છે ત્યાં ચંદ્રસીંહ રાજાનું આવવું, સુમતિચંદ્ર સાથે વાતચીત થતાં નીચ દિવાન પક્કા પોપટલાલ રાજાને અવળું સમજાવી સુમતિચંદ્રને હલકો પાડવા અને સોમગીરી સંતને વ્યભિચારી બનાવવા શરત કરે છે, રાજાના ગયા પછી ચિન્તામણી ગુણીકાને બોલાવી સોમગીરીને ફસાવવા મોકલે છે.

પ્ર. ૮ મો—સોમગીરી સંતનો આશ્રમ. રાત્રીને સમયે ચિન્તામણીનું આવવું, સંત તથા ગુણીકાની વાતચીત, છુપા વેષથી ચંદ્રસીંહ રાજા આવી સંતાઇ જાય છે, છેવટે ગુણીકાની અયોગ્ય માગણીથી સોમગીરી આત્મઘાત કરવા તૈયાર થતાં સંતના તપના પ્રભાવથી ચિન્તામણી વીજળી પડવાથી મરણ પામે છે ત્યાં રાજા પ્રગટ થઇ મહાત્માને શાંત કરતાં ભેદનો ખુલાસો થાય છે અને દયાળુ સંત ચિન્તામણીને નિર્દોષ ગણી સજીવન કરે છે, ચિન્તામણીને ભક્તિ સંસ્કારના નવિન

જન્મ સાથે ઉત્તમ જ્ઞાનનો ઉદય થાય છે: તેથી સોમગીરીની શિષ્યા બને છે.

પ્ર. ૯ મો—બીલ્વમંગળનું મકાન. પીતાના શ્રાદ્ધકાર્યમાં રોકાવાથી રાત્રીએ ચિન્તામણીને ત્યાં જવા તૈયાર થાય છે, સતિ પ્રભાવતી નીતિ ધર્મ સમજાવી બીલ્વમંગળને અટકાવે છે. મોહાંધ બીલ્વમંગળ સતિને માર મારી તિરસ્કાર કરી ચાલ્યો જાય છે. સતિ ઇશ્વર ઇચ્છાએ મર્ણ પામે છે ત્યાં પાસેનાં પાડોસીજનો સતિના મર્ણની ખબર સાંભળી આવી પહોંચતાં શોર મચાવે છે. નગરચર્ચા જોતા નીકળેલા રાજા ચંદ્રસિંહ ત્યાં આવી પહોંચતાં સર્વ વાતનો ખુલાસો સમજાય છે અને બીલ્વમંગળ સતિને મારી નાખી ગુણીકા દ્વારે નાશી ગયાનું સર્વ કહે છે, તેથી બીલ્વમંગળને પકડવા રાજા તથા સિપાઇઓ રાત્રે ચિન્તામણીને મકાને જાય છે.

પ્ર. ૧૦ મો—પ્રપંચી દિવાન પક્કા પોપટલાલનું ઘર, ખવાસણ ફુલીની નોકર અક્કલની સાથે માથાકુટ. ત્યાં પક્કા પોપટલાલનું આવવું. ફુલીના કહેવાથી અક્કલને રજા આપવી તેવામાં સુમતિચંદ્ર આવી દેશપાર થવાનો રાજાનો હુકમ સંભળાવે છે જેથી ડાળી—દિવાન દુનિયાને ઠગવા સાધુ થવાનો નિશ્ચય કરી પોતાની બાયડી ફુલીને મા કહી રજા આપે છે.

પ્ર. ૧૧ મો—ચિન્તામર્ણીને ત્યાં રાત્રે નદીની સામી બાજુથી મડદા ઉપર બેસી પાણીમાં તરતો બીલ્વમંગળ આવે છે અને દ્વાર બંધ હોવાથી સર્પ પકડી ઉપર ચડે છે, ચિન્તામણીને જાગ્રત કરતાં સર્પ તથા મુડદાની હકીકત પુરાવા રૂપે જાહેર થાય છે. ભક્ત ચિન્તામણી બીલ્વમંગળને અપાર ધીટકાર આપે છે. ભક્તિ આવી બીલ્વમંગળના હૃદયે નિવાસ કરી

જ્ઞાની બનાવે છે, પાછળથી રાજા તથા સિપાઇઓ આવી બીલ્વમંગળનો શિરચ્છેદ કરવા જતાં બીલ્વમંગળની મર્ણ-પામેલી સતિ સ્ત્રી પ્રભાવતી પતિના નિર્દોષપણાની ખાત્રી આપે છે. રાજા પોતાની અજ્ઞાનતાને લીધે બંનેને ફરીથી મારવા તૈયાર થતાં ભગવાન પ્રગટ થઇ બીલ્વમંગળ અને ચિન્તામણીને બચાવી લે છે.

## અંક બીજો.

પ્ર. ૧ લો—મંદમતિ ઉર્ફે પક્કા પોપટલાલ સાધુનો વેષ લઇ લોકોને ઠગવાનો વિચાર કરતો પરદેશ ચાલ્યો નીકળે છે.

પ્ર. ૨ જો—સોમગીરીના આશ્રમમાં બીલ્વમંગળ આવી ઉપદેશ લઇ સાધુ બને છે ત્યાં નારદજી આવી સોમગીરીના પ્રાણ બ્રહ્મ-રંધ્રમાં ચઢાવે છે, બીલ્વમંગળના શિષ્યધર્મની કસોટી કરે છે, બીલ્વમંગળ ગુરૂ માટે પોતાના પ્રાણ અર્પણ કરે છે, નારદજીની ખાત્રી થાય છે અને સોમગીરી પાછળથી બીલ્વ-મંગળને સજીવન કરે છે અને અમુલ્ય ઉપદેશ સાથે વ્રજમાં પ્રભુદર્શન પામવાનો આશીર્વાદ આપે છે. બીલ્વમંગળ ગુરૂ પાસથી આજ્ઞા લઇ વ્રજ તરફ જવા નીકળે છે.

પ્ર. ૩ જો—ચિન્તામણી પોતાના મકાનમાં સંતમંડળ સાથે ભજન ગાય છે ત્યાં તેની પાળક માતા કુટીલા આવે છે. સાધુના તિરસ્કાર કરી કાઢી મુકે છે. ચિન્તામણીને પાપકર્મનો ઉપદેશ કરે છે. આખરે ચિન્તામણી કુટીલાને ધીક્કારી સાધુધર્મને સ્વિકારી કુટીલાના કાઢી મુકવાથી યાત્રાર્થે નીકળે છે.

પ્ર. ૪ થો—કળીયુગના પ્રભાવે ધર્મ ભક્તિનું દુઃખી સ્થીતિમાં આગમન તેવામાં ક્રોધ આવી તેને પકડે છે ત્યાં અચાનક ભક્ત બીલ્વમંગળ આવી ક્રોધને ભય બતાવી કાઢી મુકે છે. ધર્મ ભક્તિને પોતાના હૃદયમાં ધારણ કરે છે.

પ્ર. ૫ મો—વિશ્વમોહિનીને ભક્તોને ભોળવવાની કળીની આજ્ઞા નારદજીનું આવવું. વિશ્વમોહિની પોતાની સત્તાનું અભિમાન જણાવી નારદજી સાથે વાદ કરે છે. નારદજી ભક્ત બીલ્વમંગળને બતાવી તેને જાળમાં ફસાવવાનું કહે છે. બીલ્વમંગળ આવે છે. મોહિની બીલ્વમંગળ સાથે કપટબાજી રમતાં શ્રીકૃષ્ણ પ્રગટ થઈ વિશ્વમોહિનીને જુસાબો ખવરાવે છે ને પક્કા પોપટલાલ ઢોંગી સાધુને બીલ્વમંગળ સમજી વિશ્વમોહિની ખુશી થઈ આનંદ માને છે.

પ્ર. ૬ ઠ્ઠો—કળિરાય પાસે ક્રોધ આવી ભક્ત બીલ્વમંગળનો પ્રતાપ જાહેર કરે છે. કળિને ક્રોધ, પોતાના સાથી મોહ તથા ક્રોધને બીલ્વમંગળની ભક્તિ ભુલાવવા આજ્ઞા કરે છે.

પ્ર ૭ મો—નારદમુનિ અને મોહની વાતચીત, મોહ અભિમાન કરે છે ત્યાં બીલ્વમંગળ આવે છે, નારદમુનિ મોહને તેના પર સત્તા અજમાવવા કહે છે. મોહ બીલ્વમંગળના હૃદયે નિવાસ કરી મંગળાગવરી નામની બ્રાહ્મણ પુત્રી ઉપર મોહીત કરે છે.

પ્ર. ૮ મો—મંગળાગવરી પોતાના પિતાના દ્વારે સખીઓ સાથે ગરબો ગાય છે ત્યાં તેનો મૂર્ખ સ્વામી આવે છે. સતી મંગળાગવરી પતિની સેવા કરે છે. મૂર્ખ પંડિત શાળામાં ભણવા નાસી જાય છે. પાછળથી બીલ્વમંગળ આવી કામભીક્ષાની માગણી કરે છે. સતી પોતાની સાડી ભૂમિ ઉપર પાથરી સંતને દષ્ટાંત રૂપ બોધ કરે છે, અને સાધુધર્મ સમજાવે છે.

*

ત્યાં ભક્તિ આવી બીલ્વમંગળનો મોહ દૂર કરે છે. બીલ્વમંગળ મોહ દૂર થવાથી સતીની પ્રતિ કુદૃષ્ટિ કરવા રૂપ ચક્ષુનો દોષ સમજી આંખો ફોડી નાંખે છે. ત્યાં દીવાન વિદ્યાધર અને તેની સ્ત્રી ગંગા આવી સંતની ક્ષમા માગે છે. બીલ્વમંગળ સર્વને આશિર્વાદ આપી સતીનો ઉપકાર માની વૃજમાં જવાનું કહે છે.

પ્ર. ૯ મો—ચિન્તામણી પ્રભુ ભજન ગાતી વૃજ તરફ જાય છે ત્યાં માર્ગમાં ઢોંગી સાધુ પક્કા પોપટલાલ મળે છે. અરસપરસનું ઓળખાણ થતાં પોપટલાલ ચિન્તામણીને વિષયી સમજી આનંદ માને છે. ચિન્તામણી પક્કા પોપટલાલનો તિરસ્કાર કરી, સાચી ભક્તિનો પ્રતાપ સમજી ચાલી જાય છે. બીજી બાજુથી વિશ્વમોહિની પોપટીયા ખવાસને બીલ્વમંગળ જાણી શોધ કરતી આવી મળે છે ને પરણવાની લાલચ આપી નારદને હલકા પાડવા માટે પોપટીયા ખવાસને લઈ જાયછે.

પ્ર. ૧૦ મો—મંગળાગવરીનો મૂર્ખ સ્વામી અક્કલશંકર સંસ્કૃતનો અભ્યાસ કરેછે ત્યાં તેની સાસુ ગંગા આવી સંધ્યા કરવાનું કહે છે મૂર્ખ સમજતો નહિ હોવાથી ચિન્તા કરે છે, વળી કામ ધંધો કરવા નિમીત્તે ઘરની પછીત તોડી પાડવા માંડે છે, ત્યાં સતી મંગળાગવરી આવી પોતાના સ્વામીને અટકાવે છે. મૂર્ખ પંડિત સતીને રૂપવની જોઈ "**भार्या रुपवती शत्रु**" એ વાક્ય આધારે સતીનું નાક કાપવા તૈયાર થાય છે ત્યાં સાસુ સસરો આવી મૂર્ખને સમજાવી સતીને છોડાવે છે.

પ્ર. ૧૧ મો—નરવરસિંહ રાજાની કચેરીમાં લલિતરમણા કુમારીના ઉપવાસ બદલ સાધુ ભોજન માટે અક્કલશંકર સૂર—બીલ્વમંગળને તેડી લાવે છે. રાજા રાજકુમારીનું ભવિષ્ય પૂછે છે.

કુંવરી સૂર–બીલ્વમંગળને પગે લાગતાં મર્ણ પામે છે. રાજા શોચ કરી મરવા તૈયાર થાય છે, ત્યાં સૂર–બીલ્વમંગળ રાજાને મરતો અટકાવી તેની કુંવરીને શ્રીકૃષ્ણના રાસમા પ્રગટ દેખાડે છે.



## અંક ત્રીજો.



પ્ર. ૧ સ્થા—સોમગીરી મહાત્માને વ્રજવાસીના સાથમાં ચિન્તામણીનો મીલાપ અને બીલ્વમંગળની શોધ નિમીત્તે સોમગીરી તથા ચિન્તામણીનું જવું.

પ્ર. ૨ સ્થા—મૂર્ખ પંડિત અક્કલશંકરનું પોતાની સ્ત્રી મંગળાગવરીને મળવા માટે સ્ત્રીનાં લુગડાં પહેરી જવા તૈયાર થવું ત્યાં મંગળાગવરી આવે છે. પછવાડે તેના પીતા વિદ્યાધર તથા માતા ગંગા વગેરેનું આવી પહોચવું. ભેદનો ખુલાસો મૂર્ખ જમાઈ અક્કલશંકરની મૂર્ખતા.

પ્ર. ૩ સ્થા—નરવરસિંહ રાજાની રાણી વસુમતી પોતાની કુંવરીને કુંવર જાહેર કરવાથી તેના રાજ્યમાં ખબર પડવાથી જંગલમા માતા તથા પુત્રીનો આત્મઘાત. ત્યાં સૂર–બીલ્વમંગળનુ આવવું. રાણી તથા કુંવરીને મરતાં બચાવી કુંવરીનો કુંવર બનાવવો. રાણીની શોધમાં રાજા નરવરસિંહ આવી પહોંચતાં કુંવર જોઇ સંત શ્રેષ્ઠ સૂરની ભક્તિ પ્રતાપનો આનંદ.

પ્ર. ૪ સ્થા—ધર્મ ભક્તિને ડરાવતો કળિયુગ પોતાની સત્તાને આડે નહિ આવવા માટે ભય બતાવે છે. ત્યાં મોહ આવી વિશ્વમોહિ-

નીએ સુર—બીલ્વમંગળને સપડાવ્યો છે તેવા ખબર આપે છે. કળીયુગ ધર્મ ભકિતને કેદ કરી બીલ્વમંગળનો નાશ કરવા જાય છે.

પ્ર ૫ મો—વિશ્વમોહિનીના વસંત બાગ, પોપટીયા ખવાસની પકડાઈ. નારદમુનિએ વિશ્વમોહિનીને પોપટીયા ખવાસની ઓળખાણ આપવી. વિશ્વમોહિની પોપટીયાને જોઈ પસ્તાય છે ત્યાં કળીયુગ દાખલ થાય છે. વિશ્વમોહિની પોપટીયાનો પ્રપંચ જાહેર કરે છે કળિ તેને મારવા જાય છે, પોપટીયો ભયથી બીલ્વમંગળનું નામ લેતાંજ સુર—બીલ્વમંગળમાં પ્રગટ થાય છે, પોપટીયાને બચાવે છે, કળિ તેને મારવા જતાં ભયંકર સર્પોના કોટ બંધાય છે.

પ્ર ૬ ઠો—સુર—બીલ્વમંગળને રસ્તો બતાવતા ભગવાન હાથ ઝાલીને દોરી લાવે છે. રસ્તે ચઢાવીને પ્રભુ જતા રહે છે. સુર ભકિત પ્રમાણથી આનંદ આપે છે. ભગવાન પ્રસન્ન થઇ રાજભોગના થાળમાંથી સુરને જમવા માટે પ્રસાદ હરનિશ મોકલવાનું વચન આપે છે અને વૃંદાવન આદિ સ્થળોમાં સુર હરિગુણ ગાતા જાય છે.

પ્ર. ૭ મો—સોમગીરી, ચિન્તામણી ને સુર—બીલ્વમંગળનો મેળાપ. પાછળથી મંગળાગવરી તેના મૂર્ખ સ્વામી અકકલશંકર તથા તેનાં માતપિતા વગેરેના મીલાપે સુરની ઓળખાણ પડે છે. હાર ચડાવવાની બાધાનો ખુલાસો, મંગળાની ઉત્તમ ધર્મવૃત્તિનો પ્રમાણ. અપવાસી સતીથી ચાલી શકાતું નથી તેથી તેનાં માતપિતાની સુર પ્રતિ સતીની ચિન્તા જણાવવી. સુર સતિનો હાર ભગવાનને અંતરીક્ષથી પહેરાવી આપવા તૈયાર થાય છે. ત્યાં સર્વની વિનંતીથી સતીના મૂર્ખ સ્વામીને

વિદ્વાન બનાવે છે અને સતીનો હાર ભગવાનને ધારણ કરાવી ગીરીરાજ ધરણનાં પ્રત્યક્ષ દર્શન કરાવે છે.

પ્ર. ૮ મો—પકકા પોપટલાલનો પસ્તાવો વિશ્વમોહિની દાસીરૂપે કચરો વાળતી આવે છે. નારદમુનિ સાથે વાતચીત. હાર પામેલી વિશ્વમોહિની સુરની ભકિતનાં વખાણ કરે છે. નારદજી, ભગવાન તથા ભકતના ગુણ ગાતા જાય છે.

પ્ર. ૯ મો—ધર્મ ભક્તિ, સોમગીરી, ચિન્તામણી અને પોપટલાલ વિગેરેએ સુર બીલ્વમંગળનો પત્તો નહીં આપવાથી કળી તેને રીબાવી દુઃખ દે છે. ત્યાં ક્રોધ સુરને પકડી લાવે છે કળી સેવેલ ધર્મ ભક્તિ મુકી દેવા કહે છે પરંતુ ભકતો નહિ માનવાથી કળી પોતાનું ઉગ્ર સ્વરૂપ ધારણ કરી ભક્ષ કરે છે ને સુરને ભક્ષ કરવા જતાં શ્રીભગવાન પ્રગટ થાય છે; ભક્તોને અભય કરી કળી ઉપર ક્રોધીત થાય છે પણ ભકતના કહેવાથી તેને ક્ષમા આપે છે. સુરને સનેત્ર બનાવી વૈકુંઠમાં તેડી જાય છે. સુર પોતાનાં સવાલક્ષ પદ પુરાં નહિ થએલાં હોવાથી વૈકુંઠમાં જવાની ના કહે છે, ભગવાન સુરની પ્રસન્નતા માટે બાકી રહેલાં પચાસ હજાર પદ સુર નામ સાથે પોતાનું શ્યામ નામ જોડી સુરશ્યામ નામથી પૂર્ણ કરવાનું વચન તથા શ્રેષ્ટ સખાનું પદ આપે છે ને ભકત તથા ભગવાન સુરશ્યામ નામથી ઓળખાય છે. છેવટનો આનંદ વૈકુંઠમાં સૂરશ્યામ.

## વૈકુંઠ દર્શન.

# મુખ્ય પાત્રોની સમજ.

**સુત્રધાર, નટી, બાળાઓ**—નાટયકાર સ્ત્રી પુરૂષ.

**કળી**—અવનિની અધોગતિ કરનાર પ્રભુ ભક્તિને ભૂલાવનાર ચોથો યુગ

**મોહ, ક્રોધ**—ષડ્ શત્રુમાંના બે પ્રબળ રીપુઓ,

**નારદજી**—બ્રહ્મ જ્ઞાન મૂર્તિ દેવમુનિ.

**ધર્મરાજા**—પ્રાણીઓના દેહાંત પછી પાપ પુન્યના ન્યાય આપનાર ન્યાયાધીશ.

**બીલ્વમંગળ**—એક તરૂણાગામી વિપ્ર. ભગવાનને પોતાના અડગ ભકિતથી પ્રસન્ન કરી આધીન કરનાર સૂરભકત.

**શ્રી શ્યામસુંદર**—જગન્નિયંતા પ્રભુ, ભકતોને અધોગતિથી ઉગારનાર ભકતાધિન ભગવાન નટવરશ્યામ

**પ્રભાવતી**—બીલ્વમંગળની સ્ત્રી, ઉત્તમ સતિ.

**ચિન્તામણી**—નાયકાકર્મ ત્યાગ કરી સોમગીરી સંતની શિષ્યા બની બીલ્વમંગળને ઉપદેશ આપી સુધારનાર જ્ઞાની ગુણીકા

**સોમગીરી**—શ્રેષ્ઠ સંત, બીલ્વમંગળ અને ચિન્તામણીના ગુરૂવર્ય

**ચંદ્રસીંહ**—નગરનો રાજા.

**પક્કા પાપટલાલ**—ખવાસમાંથી દિવાન બનેલો ને પાછળથી ઠગ સાધુ.

**વિશ્વમોહિની**—માયીક શકિત.

**મંગળાગવરી**—બ્રાહ્મણપુત્રી, ઉત્તમ સતિ, વિદ્યાધરની કન્યા.

**અક્કલશંકર**—મંગળાગવરીના સ્વામી, મૂર્ખ પંડીત.

તેમજ ગોપ ગોપીઓ, ધર્મ, ભકિત, નરવરસિંહ, લલીતરમણા, દિવાન વિદ્યાધર, રાણી વસુમતી, પદ્મરાજ, સેનાપતિ, ચોપદાર, દાસ દાસીઓ કંચનીઓ વિગેરે.



શ્રી

# સૂરશ્યામ

## નાટકનાં ગાયનો.

---

## અંક પહેલો.

### મંગળાચરણ.

સુત્રધાર, નટી— ૧

શ્રી પ્રભુ પ્રણમું પીનવું, સુખદાતા ત્રાતા હું સ્તવું
વીમળ વીલાસ સઘન ઘન છાઓ,
આર્યહિત વર્ધક કંપની આ વિજય પ્રેમ આનંદ છવાયો;
પુજ્ય પદે શ્રીકૃષ્ણ શરણવર....

બાળાઓ— ૨

રંગે ગાઓજી ગાઓજી ગોપીના શ્યામ
ગોપીના શ્યામ નંદનંદન અભીરામ. રંગે.
વૃજજન તારણ, ગીરીવર ધારણ
યશોદાના લાલાજી, કુબજાના કામ. રંગે.
વંદ્રાવન રાસ છાઇ, યમુના ત્રટ બસી વાઇ
મોર મુગટ ધારી, મોરારી શ્યામ. રંગે.

નારદ— ૩

ભજ મન કૃષ્ણ હરે હરે, તું ભજ મન કૃષ્ણ હરે હરે;
વૃથા સર્વ કુવિચાર તજીને, ભજ મન કૃષ્ણ હરે હરે.

નારદ— ૪

કજીયો નામ કુવાડા સરખું, તિક્ષણ ધારાવાળું રે
હરખ વૃક્ષને હણે હમેશાં, કજીયાનું મોં કાળું રે
કજીયે કૌરવનું કુળ છેદ્યુ, યાદવ કુળ પરજાળ્યું રે
લંકાપતિને ક્ષણમાં માર્યો, કજીયાનું મોં કાળું રે
મનુષ્ય દેહ દુર્લભ પામીને, સુખી થવાને સારૂં રે
હળીમળી રીતે સૌ ચાલો, કજીયાનું મો કાળું રે

નારદ— ૫

જય જય જગત આધારા
અચળ કૃતિ ધરનારા—જય જય.
વિમળ પદે વરમાન તમારૂં ભક્ત અભય પદ ભાવે
સ્વર્ગ સહન પાતાલ ભુવન ત્રય કૃતિ નવલી દરશાવે-જય.

ચિન્તામણી તથા છોકરીઓ-૬

ચલો રૂમક ઝુમક મદ ભરી રંગીલા બાળા નવેલી નાર
અધરનકી લાલી હજાર છોટી છતીયનકી બહાર
આછી ગાલોકી લાલી ગુલાબી મેરી છોટી ઉમર મતવાલી
કલી કલી ખીલ રહી અંગ ફુલવાડી બાંકે નયનોકે નખરેવાલી
રંગીલી રસીલી છબીલી નાજનીયાં પ્યારી ગુલજાર-ચલો.

ચિન્તામણી— ૭

મેં તો હારી મોહનસે મેરો નાજુક બદન
રેંન સારી જાગી જગાઇ પ્યારે—મેં તો હારી.
છોટી ઉમરીયામેં તોબા ગુજરીયાં
લુટ લીયો જોબન બનાકે ગુલતાન–રેન.
હાથ પકડ મોરા અંચરા પકડા, છોડો છેલ મુસકાય
છોડોજી મઇકા સતાવો ના રસીયા
પતલી કમર બલ ખાય ખાય જાય
લોગ હસેગે દેખેગેં મોયકો
કૈસી ભઇ મોરી દઇયાં રામ રામ—રેન.

ગોપ-ગોપીકાઓ— ૮

રાધે બંસીકી ધુન સુનલે સુનલેરી ગોવાલન
કુંજ ભવનમેં સ્યામ બજાવત ચંચલ ચપલ નયન
અનગત મોરાર–વિસ્તાર સરૂગમ સુરકે—રાધે.
કાલીંદ્રીત્રટ નીરન કરૈયા સબ ગોપી ગોપાલ સંગ ખેલે તાતા થૈયાં
પમપ ગરેગસા ધનીરેગગ, ધમ મૃદંગ ઉપંગ બેન ગજ
ચાલ ચલત ઠમ ઠમકે ઠણુણ, આગડ ગીડગીડ ધુમ ગીડગીડગીદ
તલાંકતો કીટ કીટ ધાની લે—રાધે.

શ્રી શ્યામસુંદર— ૯

હું અષ્ટપ્રહર અમૃત વરસાવું, સાત્વિક ભક્ત જણાય;
સાત્વિક ભક્ત જણાય પ્રેમ–ના મમ મુખથી વરણાય–હું.
શુદ્ધ સ્નેહ દુધડે નવરાવું, અભીનવ વર વરદાય;
ભક્તશીરોમણી શિર સાટે, નવલી કૃતિ દરશાય–હું.

ભક્ત સ્નેહે હું સત્વર પ્રગટું, અટકું ન વૈકુંઠમાંય;
ભૂમી ભાર દુષ્ટોને હણવા, ધરૂ દેહ યુગ માંય—હું.

પ્રભાવતી— ૧૦

સતિ શિરમણી પતીની સેવ કરીને સુંદરી સોહાતી
રમણી કાતી કુંદન થાતી (૨)
વિશ્વમાં ખ્યાતી ફેલાતી..........સતિ.
સકળ તિર્થનું ધામ છે સ્વામી, ગંગા જમુના ચરણે વિરામી
પતી પ્રભુ ગુણ ગાતી..........રમણી.

પ્રભાવતી— ૧૧

પ્રાણજીવન તરછોડી ન જાઓ હારા
ન જાઓ ન જાઓ નિરદય ન થાઓ
પરણી પ્રેમદા પર પ્રીતિ ધરો
મન મોહન મારા—પ્રાણજીવન.
સતિના સમાન પતી નાયકા થનાર નથી
ફસાવે પ્રપંચી પ્રેમથી

બીલ્વ૦—ચિત્તમાં અપાર ચિન્તામણી પ્યાર
પ્રભાવતી—ન જાઓ પ્રિય મારા—પ્રાણજીવન.

ચિન્તામણી— ૧૨

ચંદ્ર ચઢયો નભ ચતુર ન આવ્યા, ચમકી ચતુરા ચિત્ત ચીરાયે;
ચિત્ત ચીરાયે કંઈ કંઈ થાયે—ચંદ્ર૦
આગ અનંગની અંગમાં પ્રગટી, ખાખ જીગર થયું મારૂં રે;
કોઈ મીલાવત મુજ મનમોહન, તન મન ધન હું વારૂં રે—ચંદ્ર૦

ચિન્તામણી— ૧૩

સૈયાં હું છું ગુલાબી ફુલ પ્રિતમ રંગ કેશરીયાં,
મારૂં જોબન ગુલાબી ફુલ પ્રિતમ રંગ કેશરીયાં—સૈયાં.
પાન ગંગેરી જશોદા બીડીયાં, ચાવે ગુલાબી ફુલ,
ચલાવે રંગ કેશરીયાં— સૈયાં.
ચુન ચુન કલીયાં સેજ બીછાઈ, સોવે ગુલાબી ફુલ,
ઉડાવે રંગ કેશરીયાં— સૈયાં.

ચિન્તામણી— ૧૪

જાઉં આજ જાઉં જોગીને ડોલાવું, પાઉં રસ પ્રેમ પ્યાલો જોગીને
નયનોથી નચાવું મારા ફંદે ફસાવું—જોગીને.
જોગીના ભોગી બનાવું રમાડું જાણે જરૂર લાલા કેરી બનાઉં
મદ ભરી ચાલે જોગી લલચાવું—જાઉં.

ચિન્તામણી— ૧૫

હું જ્ઞાન પ્રભાતે જાગી, લગની હરીવરથી લાગી
તૃષ્ણા સહુ મનની ત્યાગી, ભવની બધી ભાવટ ભાગી
ગુરૂ જ્ઞાન આનંદની પ્રેમ વીણા વાગી, કૃષ્ણના ભજન
કેરી લગની લાગી
હૃદય મંદિરમાં અખંડ પ્રેમ જોત જાગી—ભવની.
સ્વાર્થી સંસાર બધો દીધો મેં તો ત્યાગી, સાચા સ્વામી
શામળાથી પ્રીતિ અનુરાગી—
લાગી લાગી પ્રીતિ પ્રભુ પર લાગી—ભવની.

પ્રભાવતી— ૧૬

સાચો સુંદરીનો સૃષ્ટિમાં શ્રૃંગાર આધાર
અંતરનો એક જીવનહાર છે.
સતી સ્વામીને સ્નેહથી વધાવે
ભોજન ભાવનાં ઉમંગે ધરાવે
મન મોતીની માળા પહેરાવે ધરી પ્યાર
અંતરનો એક જીવનહાર છે.
આધી વ્યાધી અંતર નવ આણે
સુખ સાહ્યબીને નાશવંત જાણે
કથા કંથની કરીને ગુણ માણે શોધી સાર
અંતરનો એક જીવનહાર છે

કુલી તથા પક્કા પોપટલાલ–૧૭

કુલી—વાલા સંગે હશો આ દાસી તમારી (૩)
પોપટ–ખસ દુર જાને કરે શું લાચારી (૩)
કુલી—તમે જોગી કુલી જોગણ થાશે
પોપટ–છોડ હાથ મારો નહિ તો માર ખાશે
કુલી –પરણ્યા છતાં મારે રાંડવું
પોપટ–ના ના ગમે તેનું ઘર માંડવું
કુલી—હાય હાય પોપટજી પ્યારા હું છું તમ પ્યારી,
પોપટ–હું બેટો તારો ને તું મા છે મારી–પરણ્યા.

## આકાશવાણી.

સોમગીરીના શિષ્ય થઈ, બની ભક્ત ને દીન ગાળજે;
મમ રાસના પદબંધ ગાઈ, વૃજમાં પ્રગટ મુને ન્યાળજે.

બીહરમંગળ— ૧૮

ભજીશ હું ભુધરને ભાવે, જેથી જનમ મરણુ નાવે
અંધ બની અવની પર ભટકી, પાપની પોઠ વધારી
જુઠી કાયા, જુઠી માયા, ઉતરી જ્ઞાનની બારી–ભજીશ.
શ્રીહરિ ચરણે ચિત્ત મમ ચોટ્યું, અવરની ઓળખ ટાળી,
ભાવટ ભાગી લગની લાગી, તેં લીધો મુને ઉગારી–ભજીશ.

ગરૂડ ઉપર શ્રીકૃષ્ણ દર્શન.

# અંક બીજો.

બીલ્વમંગળ— ૧૯

હવે તો હું રહું રાચી, હરિના ગુણ ગાવામાં
હરિના ગુણ ગાવામાં, પ્રભુની પાસ જાવામાં
કર્યા અપરાધ મેં લાખો, ભક્તિનો રસ હવે ચાખ્યો
મનુ રસબસ હવે ચોકસ—હરિના.
જુઠી બાજીમાં જન્મારો, થઇ વિષયાંધ હું હાર્યો
કુડી કાયા કરૂં હું રાખ—હરિના

ચિન્તામણી— ૨૦

પ્રાણી પ્રભુ નામનું ભજન કરજો, ભજન કરજોરે હરિને સમરજોરે
રટણ કરજોરે સ્મરણ કરજો—પ્રાણી.
કામ ક્રોધ મદ મોહ નીવારી દુરમતી ત્યાગ અભાગી
ગુરૂ જ્ઞાન દીપકને ઉજાસે જોને ઉજરા જાગીરે ભજન
લાખ ચોરાસી ભટકી પામ્યો, મનુષ્ય જન્મ હીરો
ફોગટ મર્કટ મણી ગુમાવે, તેમ તું પડીશ પીડારે—ભજન

ચિન્તામણી— ૨૧

સાચું સદાએ છે હરિ નામ હરિ નામ હરિ નામરે
સમજ સમજ મન ભમરારે બાજી
ગુરૂ જ્ઞાન પામીને નીંદ્રા મે ત્યાગીરે
કૃષ્ણ ભજીશ હું તો આઠે જામ આઠે જામ આઠે જામરે—સમજ.
મિથ્યા સહુ માયારે. સાચા જદુરાયારે
સ્નેહેથી સ્મરીશ હું તો રાધે શ્યામ રાધે શ્યામ રાધે શ્યામરે—સ૦

વિશ્વમોહિની— ૨૨

દૈવી સુંદરી આલમની મોહની, શરણે રાખ્યો સંસારને
ભુલ્યા માનીગુમાની ભાન માયાની ચાંદની શરણે રાખ્યો સંસારને
મેં તપસીને કીધા સંસારી, મુનિ મોટા બનાવ્યા વીકારી—દૈવી૦
દેવ દાનવ સહુને હરાવ્યા, ત્યાગી રાગી બનાવી ફસાવ્યા
ત્રણે લોકમાં પ્રબળ મારી માયા—દૈવી સુંદરી૦

વિશ્વમોહિની— ૨૩

કેવી લટક મટક ચાલ, મારા ગુલ ગુલ ભી ગાલ, મતવાલા
જોને વારી નારીજી.
બોલી જોબન ફુલવાડી ભ્રમર ચુંબે રસ કાઢી—મતવાલા૦
ગોપટીઓ-વાદ ના, [illegible] છાનો નવે.
વિશ્વ૦-ચાલોજી કેવા તમે [illegible] માના [illegible] વાર
રંગ રાજી [illegible], મોહન મારો [illegible]-રાદજી વાર[illegible] —કેવી

મંગળાચરણી. સખીઓ— ૨૪

વધાવી લો શીયળ સતિ નારી સંસારમાં
એ અભીષ્ટ છે ને વળી જયકારી

સાખી.

સતિ સીતા તારામતી સતિ અનસૂયા સૂય;
સાવિત્રી ધન્ય ધન્ય સતિ પતિ ધર્મ માધુર્ય—વધાવી.
સેવા સાચી સ્વામીની, નારી ધર્મ અવિચ્છીન;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં પતિવૃતા સતિ ધન્ય—વધાવી.

મંગળાગવરી, સખીઓ— ૨૫

## ગરબો.

સખી શીયળ શ્રંગાર મેં દીપાવીયો, સતિ નારીના મનમાં જે ભાવીયો
હેમ હીરા શ્રંગારને હરાવીયો—સખી૦

સાખી.

પતિ એજ પરમાત્મા, એજ ધર્મ તપ ધ્યાન;
સતિને સેવા સ્વામીની, એજ મોક્ષ કલ્યાણ.

સતિ નારી તે શીયળે શોભેરે. સાચો વિજય વરે
આનંદનો દધી ઉલટે છેરે, શીયળ શોભા ભરે
એરે શ્રંગાર મેં અંગે ધર્યો, સાચો વિજય વરે-સખી૦

સાખી.

શ્રદ્ધાનાં કંકણુ ધર્યા, ઉર સંતોષના હાર;
સ્વામી ભકિત ચાંદલો, શીયળ સાડી શ્રીકાર-સખી૦

સાખી.

ભક્તિ—સાચુ કુંદન સંત છે, સતિ સમજી ધર ધીર
મોહ નષ્ટ આવી કરૂં, સંત પુરૂષ વર વીર.

બીહવમંગળ— ૨૬

મેં અલગ કર્યા લોચન, ટળીયાં સર્વે વિઘન
છે ધન્ય આજનો દન, વરસ્યો ભક્તિ પરજન્ય
સાચા પંથે હું ચડીયો, મમ હૃદયની ચક્ષુ ઉઘડીયો
આનંદ સાગરમાં પડીયો હરખ્યું મન—મેં અલગ૦

મંગળા૦ | ક્યાં અંધ બનો આથડશો, અત્રે રહી ભક્તિ કરશો
તથા સર્વ- | વિનતી અમ ઉરમાં ધરશો
બીલ્વ૦—મને વૃજને રસ્તે ચડાવો સમજુ જન—મેં અલગ૦

ચિન્તામણી — ૨૭

શાણા શામળીયા સાથે સાધી લે સુરતીયાં
સાચા છે સુંદર શ્યામ......આ........આ
જુઠી જંજાળ જગની, મૂકી મન મૂરખા મારા
ગાને જીભેથી નંદલાલ મુરતી મનમાં માપી
જાપી જાપી ......આ.......આ........શાણા.
તજાતા વીઠલવર સાગ. ત્યાગ નયનોના મારા
પ્રેમે પુજી લે વૃજલાલ, મુરતી મનમાં માપી
સ્થાપો બાંધી......આ......આ.......શાણા.

વિશ્વમોહિની— ૨૮

હાંહારે. આવો. આવો. પ્રીતમજી પ્રાણાધાર-(૨)
તમારી વ્હાલા હું છું રંગીલી, રંગીલી છબીલી છટાદાર-હાંહારે.
પોપટીઓ-બની જા પ્યારી તું તો રામકી હમારે કાનકી મજ્નદાર
ભલું થયું હું સાધુ બનીઓ-રામા મળી રૂપાળી
આનંદ પામું આજે ઉરમાં નયનોથી નિહાળી
વિશ્વ૦—ચાલોજી ચાલો, તમારો - હાંહારે ચાલો.

અક્કલશંકર— ૨૯

અસ્માકં ના જોઇએ આવી નારી ભુરી ભટાકં
કવચિત દીનાની સાચું કહું છું રૂપવતી જાય શટાકં

શાસ્ત્ર કથીતે સત્યં, મમ હૃદયા માંહી ખટાકં
અહ પંડિતા નિશ્ચય કુરૂતે, નાકં કાપુ કટાકં
વિદ્યાધર, ગંગા—રૂપવતી નારી આવી, શા ભોગ લાગ્યા પરણાવી
તને મૂર્ખને વિદ્યા ભણાવી, અમ આબરૂ છેક ગુમાવી.
અક્કલશંકર-એ લટકમટક ચાલંતી, તસ્માત નાક કાટંતી
નિશ્ચય કુરૂતે રૂપવતી નારી. સત્ય શત્રુ ગણતં—અસ્માક.

વારાંગનાઓ - ૩૦

વારીરે મોરારી શ્યામ બંસી ધારી ગલિહારી, કુંજવિહારી
સોહે મનવારી ?ભી ?ગે—મોરારી.
હાથ પ્રહારી પકડે સારી, ?ર ?લ ત?ારી
બોલે ન? ન? ચાલ ?રી, લી?? મુખકારી
કૃષ્ણજી શ્યામ ?ંગીધા ગુન ગાઓ સદા ગીરધારી—મોરારી.

લલિતરમા?—               ૩૧

કા....નુ....ડા મારો સાચો સુંદરવર કાનુડો,
મોર મુગટ પીતાંબર ધારી કાનુડો કાળો,
લટક ચાલ લટકેથી ચાલે, નટવર લટકાળો:—કૃષ્ણજી. કાનુડો૦
ધેનુ ચરાવે બંસી બજાવે, યમુના કીનારો,
રઢિયાળો રૂપાળો મારી આંખોનો તારો—જગતની. કાનુડો૦
બંસીબટ વૃજમોહન મારો, છબીલો છોગાળો;
સ્વપ્ન વિષે પરણી ચુકી છું, કાનુડો કાળો—નંદનો
નંદ કૃષ્ણ કાળો. કાનુડો૦

**અલૌકિક ચમત્કારી રાસમંડળ.**

# અંક ત્રીજો.

ચિન્તામણી-- ૩૨

જય જય નારાયણ બ્રહ્મપરાયણ શ્રીપતી કમળાકાન્ત
નામ અનંત કઇ રીત વરણુ શેષ ન પામત અંત-
શિવસનકાદીક આદી બ્રહ્માદીક સુરમુનિ ધ્યાન ધરંત
મચ્છ કચ્છ વારાહ રૂપ હરી વામન વેષ ધરંત-
પરસુરામ શ્રીરામચંદ્ર રૂપ, લીલા કોટી કરત
જન્મ ધર્યો વસુદેવ દેવકી બ્રહ્મચર્ય [illegible]
પેસી પાતાલ કાળીનાગ નાથ્યો ફનપર નૃત્ય કરત-
ઇંદ્ર ગુમાનો ગર્વ ઉતાર્યો, કર પર ગીરી ધરત
જગન્નાથ જગમગ ચિંતામણી શરણુ સુધા નીસ્રવત
દ્વાદશ સ્કંધ ભાગવત ગીતા, ગાવત સુર અનંત-

મ૦ બોહુવમ‌ંગળ-- ૩૩

નટવરનંદ કુમાર, કૃપા દરશાવોને,
મમ જીવન પ્રાણાધાર દયા ઉર લાવોને
અબળા આતમઘાત કરે છે, મમ શરણે મે પ્રાણ ધરે છે
જોયું ન સુજથી બનત કૃપાધન, આવો પ્રાણાધાર
નારી તણો નર સદ્ય બનાવો, ટેક માટે મરશે આ આવો
લાજ તમારી જાગે વિભુવર, ધાઓ પ્રાણાધાર

આકાશવાણી.

વચન સફળ છે તમ તણું પુત્રી પુત્ર બનાવ
ભકત વચન વશ ભુધરો, જગત વિષે દર્શાવ

કળિ, ક્રોધ, મોહ— ૩૪

બસ જાઓને દુર થાઓને, ધરણી તલથી સત્વર અહીંથી;
નહિતો મારૂં પલમાં ધારૂં, ખુબ છલ કલથી મુજ ભુજ બળથી

ભક્તિ, ધર્મ–કાં બાથ ભરે બાવળને ઓ નાદાન
ખતા ખાઇને થાઇશ ખુબ હેરાન

કળી—કાઢું જડામુળ હું તારૂં,

ભક્તિ, ધર્મ–ખાશે તુજ પાપ તને ધારૂં,

કળી—હાય, હાય. થાય, કાય, રોમ રોમ પ્રગટે આ વાર.

શ્યામસુંદર— ૩૫

ધન્ય ધન્ય પ્યારા સુરવરજી. જાંત શીરોમણી જાણીયા
મે જાણીયા, મે જાણીયા,
ઉત્તમ ભક્તજ છો સહી, સૂર્ય સમા મે નાણીયા
વૈકુંઠ તજી હુ આવ્યો ઉતાવળો ગુણ ગણુ શા નામ
ગણીએરે શાણાજી—મેં જાણીયા

૩૬

શ્યામ–સૂર શાણા સુહાગી સત ચાલોરે, પથ ગાલો.
સૂર—શ્યામ સુંદર ભુધર બાંય ઝાલોરે—પંધ.
શ્યામ–ભક્તિ ભક્તની શક્તિ મુજ સાચી
સૂર—સેવા શ્યામની હૃદયમાં રાચી;
શ્યામ–હું તો ભુખ્યો છું ભાવનો નીરાલોરે, પ્રેમ વહાલો.

માતા પીતા સુત સાહ્યમી માને વૃથા સંસારમાં
નિષ્કામ ભક્તિ એજ મુક્તિ ભક્ત જાણે સારમાં

સૂર—તારણુ તરણુ મુરલીધરા, અભરાભરણુ કરતાર છો;
કારણુ કરણુ ધરણીધર, અશરણુ શરણુ આધાર છો.

સૂર— ૩૭

વૃજના વિહારી વેલા આવોરે, વિઠ્ઠલવર મારા—વૃજ.
જેવા તેવા પણુ દાસ તમારો માવા મોટાઇ બતાવોરે
હાર સ્વિકારો શ્રી કંઠે ધારો
શુદ્ધ સતીની સેવા સ્વિકારો
પ્રભુજી પધારો કષ્ટો નિવારો
મનના વિરામ મારા સુંદરશ્યામ કહેવા—વૃજના.

વિશ્વમોહિની— ૩૮

ધન્ય ધન્ય ધન્ય સંત તુંહીરે, ધન્ય ભક્ત તણો
અવતાર—સાર ધન્ય.
સ્વર્ગમાં જોયું, પાતાળે જોયું, જોયો સકળ સંસાર;
ચૌદ બ્રહ્માંડમાં જોઈ વળી હું, ધન્ય છે ભક્ત અવતાર.
સાચે કહું પોકારીરે—ધન્ય.

નારદજી— ૩૯

ભક્તિના સિંહાસને ચઢીઆ, આનંદના દરબાર સોહાય,
વિજયધ્વજ એ પ્રભુના ઘરનો. ફરકે સાચે જો નભ માંય;
સંત સંતાપ કરે તે હારે, વિશ્વમોહિની થઇ ખ્વાર,
ચતુરાઇમાં ચુકી અંતે, સંત શરણુ થઈ રહી લાચાર.
ભક્તો મોટા સાચુ સમજો, ભક્ત શિર પર શ્રી કિરતાર—ભ૦

